जानकीवल्लभाय नमः॥ ॥ श्रीकृष्णो जयति ॥

श्री

# जातिबोध




લેખક-

વૈદ્યશાસ્ત્રી માણિકરામાત્મજ ગણપતલાલ શર્મા.

નિજામ-ઔરંગાબાદ સિટી.





પ્રકાશક,

શ્રેષ્ઠિ દ્વારકાદાસ જગજીવનદાસ

કમુપારક મોહોલ્લા-ઔરંગાબાદ.





સુરત ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં
આવેલા "જૈન વિજય." પ્રિન્ટીંગ પ્રેસમાં
મુલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

# આર્ય બન્ધુઓ!

આજ કાલ આપણામાં સર્વત્ર "જાતિ એકજ છે. વા ભિન્ન ભિન્ન છે" એ વિષે ઘોટાળા ભર્યા વિચારો ચાલ્યા કરે છે. તે ઘોટાળાઓને વળી અધુરામાં પુરૂં હમારા સમાજી ભાઇઓથી વધારે પુષ્ટિ મળેછે. પરંતુ "જાતિની ભિન્નતાનો વિષય સપ્રમાણ છે કિંવા અપ્રમાણ છે ?" એની જીજ્ઞાસા રાખનાર ઘણાએક સદ્દગૃહસ્થો તરફથી મને ભલામણ હોવાને લીધે નમઃ पतन्त्यात्म समंपतत्रिणः॥ એ નિયમાનુસાર મ્હેં પોતાની યથા-મતિ આ ટુંક લેખમાં વિવેચન કીધું છે. જેને સજ્જનો વિવેકની દૃષ્ટિથી જોશે.

સાથેજ, મુદ્રણાલય સંબંધનો મ્હારો નવીન અનુભવ હોવાથી કંઇક ઠેકાણે દૃષ્ટિદોષથી કાનો માત્રા ઇ૦ ની ભૂલ-ચુક રહી ગઈ હોય તો તેને પણ સૂજ્ઞ વાચકવૃંદ સુધારી લેવાની કૃપા કરશે. सुज्ञेष्वलम्.

સં૦ ૧૯૭૨ મિ૦
જ્યેષ્ઠ વદ ૧૧
ઔરંગાબાદ.

પ્રસ્તુત લેખક.



॥ श्री गणेशायनमः ॥

सत्यश्रमाभ्यां सकलार्थसिद्धिः ॥ सत्यमेव जयते नानृतम् ॥

श्लोक–यं शैवाः समुपासते शिव इति ब्रम्हेति वेदान्तिनो-
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैय्यायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः
सोऽयं वो विदधातु वाञ्छितफलं त्रैलोक्यनाथो हरिः ॥१॥

અર્થ—જે શૈવ કેહેતાં શિવભક્ત—મહાદેવજીને મહાદેવ એ નામથી ભજે છે. વેદાન્તિયો એટલે ઉપનિષત્ વેત્તાઓ બ્રહ્મ એ નામથી ભજે છે. મર્યાદામાં દક્ષ એ પ્રમાણુના–બુદ્ધ ભગવાન્‌ના ઉપાસકો–બુદ્ધ એ નામથી ભજે છે. ન્યાયશાસ્ત્રને જાણુનારા જેને કર્તા નામથી ભજે છે. જૈન ધર્મિયો જેને અર્હત્ એ નામથી ભજે છે. તેજ પ્રમાણે મીમાંસકો જેને કર્મ એ નામથી છે એ પ્રમાણુના પ્રભુ તમારા મનવાંછિત ફલને આપો.

सत्यं वद ॥ धर्मंनूचर ॥ सत्यान्न प्रमदितव्यं ॥ धर्मान्न प्रमदितव्यं॥ कुशलान्न प्रमदितव्यं॥ भूत्यै न प्रमदितव्यं॥ देवपितृकार्याभ्यां न प्रमदितव्यं॥ मातृदेवो भव ॥ पितृदेवो भव ॥ आचार्यदेवो भव ॥ अतिथिदेवो भव ॥ ॥ यान्यनवद्यानि कर्माणि तानि सेवितानि नो इतराणि ॥ यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ॥ एष आदेशः ॥

અર્થ—ખરૂં બોલ ! ધર્મથી ચાલ, સત્યથી પ્રમાદ ન કરવો, ધર્મથી પ્રમાદ ન કરવો, કુશલતાથી પ્રમાદ ન કરવો, સંપત્તિથી પ્રમાદ ન કરવો, દેવ અને પિતૃ કાર્યથી પ્રમાદ ન કરવો, માતા-પિતા-ગુરૂ અને અતિથિ એમને દેવ તુલ્ય જાણ, અદૂષણીય (સારા) કર્મો સેવવા, બીજા નહિં. જે હમારા સારા આચરણો-તેનું ત્હેં આચર્ણ કરવું ! બીજા નહિં. तैत्तिर्योपनिषत्

કઇક મત્તભેદિયો સિદ્ધ કરવા જાયછે કે--" શૂદ્રને પણ વેદનો અધિકાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એ એકજ છે. જો વેગળા છે તો એ ભેદ પ્રથમથી છે કે આધુનિક છે ? એકત્ર થવા શું હરકત છે !"

**એ વિષે ખુલાસો**-વર્ણ જુદા છે ! એક વર્ણ છેજ નહિં. "જાતિ એકજ છે" એમ સમઝવું ભૂલ ભરેલું છે. કારણ,જાતિભેદ પરત્માએજ કરેલો છે. એ વિષે શ્રુતિનું પ્રમાણ છે કે ब्राह्मणोऽस्य मुखमासीत् बाहुराजन्यः कृतः॥ उरु तदस्य यद्वैश्यः पद्भ्याः शूद्रोअजायत॥ અર્થ अस्य मुखं ब्राह्मणाः आसीत् એટલે (આ વિરાટ્સ્વરૂપના) મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થતા હુવા. આ ઠેકાણે વિરાટ્નું મોઢું બ્રાહ્મણ છે અને વિરાટ્ના મુખથી બ્રાહ્મણ નથી થયા એમ સમઝવું અતી ગૌણ છે. કારણ, જે પ્રમાણે प्रासादात्प्रेक्षते અને आसनात्प्रेक्षते એટલે प्रासादमारुह्य आसने उपविश्य प्रेक्षते એ પ્રમાણે આ ઠેકાણે બે વાકયો પંચમિ વિભકિત થી યુકત છે પણ ત્યાં અર્થ એમ થયો કે,

प्रासादात्प्रेक्षते એટલે રાજ મંદિર ઉપર ચઢી જોય છે. તેજ પ્રમાણે आसनात्प्रेक्षते એટલે આસન ઉપર બેસી જોય છે. અર્થની સ્થિતિથી વાકયો ભિન્ન થયા. તેજ પ્રમાણે આઠેકાણે બ્રાહ્મણ--ભગવાન્ ના મુખથીજ થયા ! એ સિદ્ધ છે. તેજ (વિરાટ્) ના બાહુથિ ક્ષત્રિ થયા અને જાંઘથી વૈશ્ય તેજ પ્રમાણે કરીને પગથી શૂદ્ર થતા હવા. આ ઉપરથી સિદ્ધ થયું કે, બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એ ચારે જાતિનો ભેદ ઈશ્વરેજ કરેલો છે. ત્યારે અર્થાત્ ચારે વર્ણો વેગળાંજ છે. તેજ પ્રમાણે સ્મૃતિયો તથા વર્ણાશ્રમ ધર્મ પ્રાતપાદક પુરાણોમાં પણ આજ પ્રમાણના પ્રમાણો છે. માટે સર્વે વર્ણો એકજ છે એમ સમઝવું અયોગ્ય છે. એતાવતા વર્ણો ચાર ભિન્ન ભિન્ન છે એટલુંજ નહિં પણ તેવની ભિન્નતા માણે ચારે વર્ણોના કર્મો પણ ભિન્ન ભિન્ન (જુદા જુદા)

જુઓ ! सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः । मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत् ॥ ८७ ॥ मनु० अ० १॥

અર્થ—આ સંપૂર્ણ જગતના સંરક્ષણ માટે–મહાન્ છે તેજ જેવનું એવ્હા બ્રમ્હાજી, મુખ–બાહુ–જંઘા અને પગથિ અનુક્રમે કરી ઉત્પન્ન થએલા બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એ ચારે જાતિના કર્મો જુદા જુદા કરતા હવા.

પ્રથમ બ્રાહ્મણના કર્મ—अध्यापनमध्ययनं यजनं याजनं तथा ॥ दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ ८८ ॥ ભણ-

વવું, ભણવું, પૂજન કરવું, પૂજન કરાવવું, દાનો આપવા અને લેવા પણ એ છ કર્મો. ॥ ક્ષત્રિયોના કર્મ—प्रजानां रक्षणं दान-मिज्याध्ययनमेव च ॥ विषयेष्वप्रसक्तिश्च क्षात्रियस्य समासतः ॥८९॥ પ્રજાનું રક્ષણ કરવું, દાનો આપવા, યજ્ઞ કરવા, ભણવું, અને વિષયોને વિષે આસક્તિ ન રાખવી. વૈશ્યોના કર્મ—पशूनां रक्षणं दानमिज्यामध्ययनमेव च ॥ वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषि मेवच ॥ ९० ॥ પશુઓનું રક્ષણ કરવું, દાનો આપવા, યજ્ઞો કરવા અને ભણવું, વ્યાપાર કરવો, વ્યાજ વટ્ટો કરવો અને ખેતરાઓ કરવા. ॥ હવે શુદ્રોના કર્મ—एकमेव तु शूद्र-स्य प्रभुः कर्म समादिशत् ॥ एतेपामेव वर्णानां शुश्रूषामनुसूयया ॥९१॥ બ્રાહ્મણ આદિ તીને વર્ણોની ઈર્ષા રહિત સેવા કરવી આ એક કર્મની શૂદ્રો માટે પ્રભુ (બ્રહ્મા) આજ્ઞા કરતા હુવા ॥ તેજ પ્રમાણે शमो दमस्तपः शौचं संतोषः क्षान्तिरार्जवम् ॥ ज्ञानं दया-च्युतात्मत्वं सत्यं च ब्रह्मलक्षणम् ॥ શાંતિ, ઇંદ્રિયોનું દમન કરવું, તપશ્ચર્યા કરવી, પવિત્રતા, સંતોષ, દયા, નમ્રતા, જ્ઞાન, સત્યતા. એ લક્ષણો બ્રાહ્મણોના જાણવા.

शौर्यं वीर्यं धृतिस्तेजस्त्याग आत्मा जयक्षमः ॥ ब्रह्मण्यता प्रसादश्च रक्षा च क्षत्रलक्षणम् ॥ લઢાઈમાં ઉત્સાહ રાખવો, પરાક્રમ, ધૈર્ય, દાન આપવાં ઇંદ્રિયોને જીતવી, પરાપરાધ-સહનશીલતા, બ્રાહ્મણોને વિષે ભક્તિ રાખવી.

देवगुर्वच्युते भक्तिस्त्रिवर्गपरिपोषणम् ॥ आस्तिक्यमुद्यमो नित्यं नैपुण्यं वैश्यलक्षणम् ॥ દેવતા, ગુરૂ અને વિષ્ણુને વિષે ભક્તિ,

ત્રિવર્ગનું પોષણ, ઉદ્યોગ ઈત્યાદિક લક્ષણ વૈશ્યોના જાણવા. शूद्रस्य सततः शौचं सेवा स्वामिन्यमायया। अमंत्रयज्ञो ह्यस्तेयं सत्यं गोविप्ररक्षणम् ॥ મન શુદ્ધ રાખવું, પોતાના માલકની સેવા કરવી, યજ્ઞાદિક કર્મોનો અધિકાર નથી માટે નમસ્કારથીજ યજ્ઞાદિક કર્મ કરવા, ચોરી કરવી નહિ, ખરૂં બોલવું, એ લક્ષણો શૂદ્રોના જાણવા. श्रीमद्भागवत सप्तमस्कंद अ० १२.

शमो दमस्तपःशौचं क्षान्तिरार्जवमेव च। ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ॥ શમ, ઇંદ્રિયોનું દમન, તપશ્ચર્યા, પવિત્રતા, શાન્તિ, નમ્રતા, પરોક્ષ–પ્રત્યક્ષ જ્ઞાન, આસ્થા એ બ્રાહ્મણના સ્વાભાવિક કર્મ છે. शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनं ॥ दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभाजनम् ॥ શૂરપણું, ધૈર્યતા, દક્ષતા, લઢાઈમાંથી નાસી ન જવું, દાન કરવું, ઈશ્વરને વિષે ભક્તિ, એ કર્મો ક્ષત્રિના સ્વાભાવિક છે. कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ॥ ખેતરા કરવા, ગાયોનું રક્ષણ કરવું, વ્યાપાર કરવો એ કર્મો વૈશ્યના સ્વાભાવિક છે. परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ સેવારૂપી કર્મ શૂદ્રનું સ્વાભાવિક છે. અર્થાત્ શુદ્રોએ સેવા કરવી ॥૪૨॥૪૩॥૪૪॥ श्रीभगवद्गीता અ० ૧૮ આ સનાતન બદ્ધ નિયમો ઉપરથી સિદ્ધ થયું કે, ચારે વર્ણો જુદા છે. વળી પણ મત્ત-ભેદિઓનું કેહેવું છે કે-- "શુદ્રોને સંસ્કાર કરવા નહિં,"

વેદ ભણવા નહિ, યજ્ઞ કરવા નહિં, એ શા શારૂ ? જો સંસ્કાર કરે, વેદ ભણે છે શું અડચન છે ? કારણ, બ્રાહ્મત્વ, ક્ષાત્રત્વ ઇત્યાદિક સંસ્કારથીજ પ્રાપ્ત થાય છે. સંસ્કાર થતા પહેલા શુદ્રવત્ રહે છે. માટે સર્વને સંસ્કારને કાંઇ અડચણ નથી." પણ બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિ (વર્ણ) છે તે મૂળથીજ છે અને ઇશ્વર નિર્મિત છે. જાતિને સંસ્કારથીજ સંજ્ઞા પ્રાપ્ત થાય છે એમ નથી પણ મુખથી થયા તે બ્રાહ્મણ બાહુથી થયા તે ક્ષત્રિ, જંઘાથી થયા તે વૈશ્ય અને પગથી થયા તે શૂદ્ર--એમ સ્થાનથીજ જાતિના ભેદ થયા છે. બ્રાહ્મણ, ઇત્યાદિક સંજ્ઞા જાતિથીજ છે કર્મથી નથી. કારણ, જાણે કે, બ્રાહ્મણનો બાલક, ક્ષત્રિનો બાલક વા વૈશ્યનો હોય તો તે બાલકને જ્યાં સુધી સંસ્કાર નથી થાય ત્યાં સુધી આ બાલક "શૂદ્ર છે" એમ કોઇ પણ, કહેતું નથી. બ્રાહ્મણના બાલકને "બ્રાહ્મણ" ક્ષત્રિના ને "ક્ષત્રિ" તેજ પ્રમાણે વૈશ્યના બાલકને "વૈશ્ય" જ કહે છે. માટે જાતિ જન્મથીજ સિદ્ધ છે. કંઇ ક્રિયા (કર્મ) કે ગુણ (સ્વભાવ)થી નથી. જો તેમજ થાત તો સાંપ્રત કાલમાં, શાસ્ત્રમાં કહેલા પોતાની જાતિના ધર્મથી ન વર્તનારા કેવલ અવિચારી વર્ણત્રયીની ગણના બીજી જાતિની થતી, પરંતુ તેમ નથી પણ મૂળની ઉત્પત્તિથીજ બ્રાહ્મણ—ક્ષત્રિ ઇત્યાદિક છે. પોતાના ધર્મને છોડી અન્ય મત્તમાં ઘુસ્યા છે અને તેવજો બ્રાહ્મણ છે કિંવા ક્ષત્રિ ઇત્યાદિક છે તો-

પણુ કંઈ અન્ય મત્તમાં ઘુસવાથી તેવની બ્રાહ્મણુ આદિક મૂળની ભેદક સંજ્ઞાનો કંઈ લોપ ન થઈ ગયો. અમુક ધર્મ પાળવાથી અથવા અમુક કર્મ કરવાથી જો જાતિનો નિર્ણય થતો હોત તો તે ધર્મ પાળનાર અને તે કર્મ કરનાર—તેતે જાતિમાં દાખલ થયાના ઉદાહરણો મળી આવત. પણુ તેવા ઉદાહરણો કોઇ જોવામાં અથવા સાંભળવામાં કંઈ આવ્યા નથી, તેથી મુળજાતિમાંજ ઉત્પન્ન થવાથી તે તે જાતિના કેહેવાય છે એ વાત સ્વયં સિદ્ધ છે. જે પ્રમાણે ગુણકે કર્મથી જાતિ બદલાઇ શકતી નથી તેમજ જાતિ બહિષ્કાર વગર પોતાની જાતિમાંથી નિકળી શકતા નથી. માટે કર્મથીજ જાતિ છે એમ સમઝવું અવિચાર, ભરેલું છે. હવે વેદાધ્યયનનો અધિકાર કોને કોને છે તે વિષે વિચાર કરીશું. બ્રહ્મણુ, ક્ષત્રિ, વૈશ્યને વેદનો અધિકાર છે, પણુ નિયમથી. માત્ર શૂદ્રને વેદ ભણુવાનો તો શું પણુ સાંભવાનો પણુ અધિકાર નથી. જો શૂદ્ર સાંભળે તો कपिला क्षीरपानेन ब्राह्मणी गमनेन च ॥ वेदाक्षरविचारेण शूद्रश्चाण्डालतां व्रजेत् કપિલા ગાયનું દૂધ પીવાથી, બ્રાહ્મણુની સ્ત્રી સાથે ગમન કરવાથી, વેદાક્ષરોનો વિચાર કરવાથી શૂદ્ર ચાંડાલતાને પ્રાપ્ત થાય છે. એવું શ્રી પારાશર ઋષિનું કહેવું છે. મનુસ્મૃતિમાં પણુ શૂદ્રએ વેદનું શ્રવણુ ન કરવું એમ કહ્યું છે. नशूद्राय मतिं दद्यात् नोच्छिष्टं हविरक्षुतं ॥ न चास्योपदिशेद्धर्मं न चास्य व्रत मादिशेत् ॥ पद्मपु० ॥

શૂદ્રોને જ્ઞાન દેવું નહીં, એઠું અન્ન આપવું નહીં, ધર્મનો ઉપદેશ કરવો નહીં તેમજ વ્રતોનો પણ ઉપદેશ કરવો નહીં.

એ પ્રમાણે બીજા પણ ગ્રંથો જોતાં વેદાધ્યયનનો શૂદ્રને માટે નિષેધજ છે. ષટ્ શાસ્ત્રનું-સંપૂર્ણ પુરાણોનું મૂળ વેદ છે, માટે પુરાણાદિકના પણ અધ્યયનનો નિષેધ છે. કારણ, पुराणं पञ्चमो वेदः તેજ પ્રમાણે पुराणं वेदसम्मतम् એવું સ્મૃતિનું વચન છે. માટેજ નિષેધ! तस्मादिदं वेदविद्भ्यो रध्येतव्यं प्रयत्नतः। शिष्येभ्यश्च प्रवक्तव्यं सद्वृत्तेष्वेव धर्मतः।। स्मृतिकौमुदी।। तस्मात् પુરાણ, મીમાંસા, વેદ ઉપનિષત્ ઈત્યાદિક પયત્ને કરીને બ્રાહ્મણે ભણવા. સારા વૃત્તિનું આચર્ણ કરનારા એવ્હા શિષ્યોને પણ ન્યાયથી કહેવું. नाध्येतव्यमिदं शास्त्रं वृषलस्य तु सन्निधौ। योधीते चैव मोहात्मा सयाति नरकान् बहून्।।कूर्मपुराण।। શૂદ્ર પાસે શાસ્ત્ર કદાપિ ભણવું નહિં. જેનો આત્મા મોહને પામેલો છે એવ્હો ભણે તો પુરૂષ ઘણા નર્કને પામે છે. नावेदविद्भ्यः कथनीयमेतत् पुराणरत्नं पुरुषाधमस्य ॥ नाभक्तशिष्याय चनास्तिकेभ्योदत्तंहियत्तन्नरकंददाति ॥ वायुसंहिता ॥ આ પુરાણરૂપી રત્ન જેવને વેદનો અધિકાર નથી તેવને કહેવું નહીં, દુષ્ટ અંતઃકર્ણના પુરૂષને પણ કેહેવું નહિં, ભક્તિહીન શિષ્યને પણ કહેવું નહિં, નાસ્તિકને પણ કહેવું નહિ અને જો કહેતો નર્કની પ્રાપ્તિ થાય છે. ब्राह्मणादिषु त्रिषु वेदाप्रतिष्ठिताः।। मन्वादीनि च शास्त्राणि तथाङ्गानि च सर्वशः।। भविष्यत् पुराण ।। બ્રાહ્મણ

છે આદિ જેમાં એવ્હા ક્ષત્રિ, વૈશ્ય એ તીન વર્ણને વેદ ભણવાનું કહ્યું છે. મનુસ્મૃતિ છે આદિ જેમાં એવ્હા શાસ્ત્ર તેજ પ્રમાણે અંગાદિક એ સર્વના અધિકાર વર્ણત્રયિને છે. વેદ અતિરિક્ત પુરાણાદિક બ્રાહ્મણના મુખથી સાંભળવા અડચણ નથી. કારણ, श्रावयेच्चतुरो वर्णाः कृत्वा ब्राह्मणमग्रतः ।।भारत।। ચારે વર્ણ એ બ્રાહ્મણને આગળ કરી સાંભળવું અર્થાત્ બ્રાહ્મણ ના મુખથી સાંભળવું. येच धर्मपरा राजन् देवाद्विज परायणाः तेषांमद्धे हरे रग्रेपठनीयंद्विजातिभिः ।। नारदीयपु०।। હે રાજન ! જે પુરૂષ પોતાના ધર્મને વિષે તત્પર છે, દેવતા વિષે ત૦ બ્રાહ્મણ વિષે જેવની ભક્તિ છે. તેવના મધ્યે ભગવાન્‌ના સામને બેસી બ્રાહ્મણોએ પાઠ કરવો.

કુંડક, ગોલકને પણ જાતિનું હીનત્વ હોવાથી તેવને વેદનો અધિકાર નથી માટે તેવે પણ બ્રાહ્મણના મુખથી પુરાણાદિક સાંભળવાં. देवार्चां पुरतः कृत्वा ब्राह्मणांश्चनृपोत्तम। श्रोतव्यमेव शूद्रेण तथान्ये च द्विजातिभिः।। પ્રથમ દેવતાઓનું ત૦ બ્રાહ્મણોનું પૂજન કરી હે નૃપોત્તમ ! શુદ્રોએ ત૦ દ્વિજાતિએ પુરાણાદિક સાંભળવા.

વાચકવૃન્દ ! આટલા વિવેચનનો મથિતાર્થ આપના લક્ષમાં આવીજ ગયો હશે કે, જાતિની ભિન્નતા પ્રમાણે તે પ્રત્યેકના કર્મ પણ ભિન્ન ભિન્ન છે તમજ વેદનો અધિકાર કોને છે ? અને કોને નથી તે પણ જાણી ગયા હશોજ. હવે આગળ સ્વામિ દયાનં-

દજીના सत्यार्थप्रकाश નામક ગ્રંથમાં આજ પ્રમાણના સર્વ ઘોટાળાઓ કરેલા છે. નામ તો सत्यार्थप्रकाश પરંતુ તેમાં અસત્યાર્થનોજ સમાવેશ પૂર્ણ છે. જુઓ! સત્યાર્થ પ્રકાશ ના ત્રીજા સમુસલ્લામાં સ્વામિજીએ यथेमां वाचं कल्याणिमावदानि-जनेभ्यः ब्रह्मराजन्याभ्याँ शूद्रायचार्याय च स्वाय चारणाय ॥ આ પ્રમાણે યજુર્વેદની અડધી ઋચા આપી તેનો અર્થ–" ઇશ્વર કહતા હૈ કિ જયસે મય સર્વ મનુષ્યોં કે લિયે ઇસ કલ્યાણ અર્થાત્ સંસાર ઔર મુક્તિકો દેનેહારિ ઋગ્વેદાદિક ચારોં વેદોંકી વાણીકા ઉપદેશ કરતા હું. વયસે તુમ ભી ક્રિયા કરો. ब्रह्मराजन्याभ्यां ઇ૦ દેખો! પરમેશ્વર સ્વયં કહતા હય હમને બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શૂદ્ર ઔર અપને ભૃત્ય વા સ્ત્રિયાદિ અતિ શૂદ્રોં કે લિયે ભી વેદકા પ્રકાશ કિયા હૈ" આ પ્રમાણે કરેલો છે. પણ અત્રે વિચાર કરવાની વાત છે કે મૂળમાં તો એ ઇશ્વરની ઉક્તિ છેજ નહીં. ઇશ્વરે વેદ કર્યાજ નથી. કારણ ईश्वरस्यश्वासो-च्छ्वासा वेदाः આ પ્રમાણથી જોતા વેદની પ્રવૃત્તિ શ્વાસથીછે. ત્યારે સ્વામિજી સિદ્ધ કરે છે કે, "ઇશ્વર કહતા હય" અર્થાત્ ઇશ્વર પોતે કહે છે, એ તેવનો કરેલો અર્થ ક્યાં સુધી સત્ય છે! અસ્તુ, બીજી દૃષ્ટિથી જોઇએ તો વેદના કાણ્ડ ત્રણ છે. ૧ જ્ઞાનકાણ્ડ ઉપાસનાકાણ્ડ અને કર્મકાણ્ડ તો આ यथेमां० ઋચા કર્મકાણ્ડમાં લખેલી છે. યજ્ઞ કરતી વખતે દિક્ષીત ( યજમાન ) ચારે વર્ણને કહે છે કે,

"હે ભાઈયો ! હું તમને વેદની વાણી કહું છુ. તે કઈ? इमां कल्याणीं ॥ इमां એટલે अनुद्वेजिनीं=दीयतां भुज्यतां इत्याकारकीं ઉદ્વેગ ન કરનારી શાંતિ આપનારી તમે દાન આપો, ઉપભોગ લો, માત્ર ધર્મથી. એ પ્રમાણુની. વળી कल्याणीं- आमुष्मिक त० પારલૌકિક સૌખ્યને આપવાવાળી जनेभ्यः आवदानि લોકોને કહું છું के भ्यः ? ब्रह्मराजन्याभ्यः બ્રાહ્મણુ, ક્ષત્રિયોને, શૂદ્રોને, વૈશ્યોને કહું છું જે હમારા છે તેવને પણ કહુ છુ.' તો આ ઠેકાણે આશિર્વાદાત્મક ઋચા છે. ત્યારે બોધક ઋચા કયાંથી! સ્રિયોનો તો ઉલ્લેખ પણ નથી ત્યારે સ્રિયોને પણ પરમેશ્વરે બોધ કર્યો એમ કયાંથી કાઢયું? શું ખીસામાંથી! શૂદ્રોને પણ વેદનો અધિકાર છે એમ આ ઋચા ઉપરથી સિદ્ધ કરેલું છે તે કેવલ ફસાવવા માટે બીજું કંઇ નહિં. આ યજુર્વેદનો મંત્ર આશીર્વાદાત્મક છે. શૂદ્રને પણ આ ઋચાથી વેદનો અધિકાર છે એ અર્થ સ્વામીજીએ કરેલો સ્વકપોલકલ્પિત છે. વળી शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणाश्चैति शूद्रताम्। क्षत्रियाज जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥ मनु० ॥ આ શ્લોક સ્વામિજીએ ૪ થા સમુલ્લાસમાં લખેલો છે અને તેનો અર્થ—"શૂદ્રકુલમેં ઉત્પન્ન હોકર બ્રાહ્મણુ, ક્ષત્રિ, વૈશ્યકે મમાન ગુણુ-કર્મ સ્વભાવવાળા હો તો વહ શુદ્ર, બ્રાહ્મણુ-ક્ષત્રિ-વૈશ્ય હો જાય. વયસે હી બ્રાહ્મણુ-ક્ષત્રિ ઔર વૈશ્ય કુલમેં ઉત્પન્ન હુઆ હો ઔર યદિ ઉસકે

ગુણ-કર્મ-સ્વભાવ શુદ્રકે મમાન હો તો વહ શૂદ્ર હો જાય." આ પ્રમાણે કરેલો છે.

સ્વામિજીએ, ગુણ-કર્મથી જાતિ થાય છે એમ સિદ્ધ કર્યું પણ ગુણ તો તીન છે. રજોગુણ-તમોગુણ અને સત્વ ગુણ એથી ચોથો નથી. હવે જો કર્મથી જાતિ સિદ્ધ સમજીએ તો વિશ્વામિત્ર ક્ષત્રિ હતા પરંતુ પોતાની તપશ્ચર્યાના બલવડે કરીને તે બ્રહ્મર્ષિ સરખા હતા તો તે બ્રહ્મર્ષિ કહેવાતા હતા શું ? તેમજ વિશ્વામિત્ર અતી તામસી સ્વભાવવાળા હતા તો તમોગુણથી શુદ્ર ગણાતા હતા શું ? કારણ તમોગુણનું રૂપ અતી નીચ રૂપમાં વર્ણવેલું છે, તો તેથી શું શૂદ્ર થયા? નહિં! નહિં!! તે તો પોતાની રાજર્ષિ સંજ્ઞાનેજ કાયમ રહ્યા. એતાવતા ગુણ-કર્મ અથવા સ્વભાવથી જાતિ બદલાઇ શકતીજ નથી. તેજ પ્રમાણે ૪થા સમુલ્લાસમાંજ આપસ્તમ્બના બે સૂત્રો—धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥१॥ अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥२॥ આપી તેનો અર્થ—"ધર્માચર્ણસે નિકૃષ્ટવર્ણ અપનેસે ઉત્તમ વર્ણકો પ્રાપ્ત હોતા હય ઔર વહ ઉસી વર્ણમે ગિના જાવે કિ જીસકે યોગ્ય હોવે, વયસેહિ અધર્માચર્ણસે પૂર્વ અર્થાત્ ઉત્તમ વર્ણવાલા મનુષ્ય અપનેસે નીચે વાલે વર્ણકો પ્રાપ્ત હોતા હય. ઔર ઉસી વર્ણમેં ગિના જાતા હય." આ પ્રમાણે કરેલો છે. પણ મહાત્માજી

जातिपरिवृत्तौ એ વાકય તો ખાઇજ ગયા. વાસ્તવિકજ છે કે जातिपरिवृत्तौ એ વાકયનો ફલાહાર જો ન કરત તો સ્વામિજીનું "નકલી બિલ્ડીંગ્જ" ઢસળીજ જતું, માટેજ કરી તે વાકયનો અર્થ ગળી જઈ "કર્મથીજ બ્રાહ્મણનો શૂદ્ર કિંવા ક્ષત્રિ થાય છે. અથવા સારા કર્મ શૂદ્ર કરે તો બ્રાહ્મણ થાય છે." આ પ્રમાણે એટલાજ અર્થનો સ્વીકાર કર્યો, પરંતુ તે કયારે થાય છે? એનો ખુલાસો કરનારૂં जातिपरिवृत्तौ એ તેજ સૂત્રોમાંના વાકયનો પરિત્યાગ કરી દીધો. જેથી પૂર્ણ ઘોટાળો થઈ પડયો. વાસ્તવિક જોવા જતાં તેનો અર્થ આ પ્રમાણે થાય છે કે, ધર્મનું આચર્ણ કરવાથી जघन्यो वर्णः વૈશ્ય–શુદ્ર ઇત્યાદિક પૂર્વ પૂર્વ શ્રેષ્ટ શ્રેષ્ટ જાતિને પ્રાપ્ત થાય છે. વૈશ્ય હોય તો ક્ષત્રિ, શુદ્ર હોય તો વૈશ્ય થાય અને ક્ષત્રિ હોય તો બ્રાહ્મણ થાય, આ પ્રમાણના અનુક્રમથી ધર્માચર્ણ કરનાર પુરૂષ ઉચ્ચ જાતિને પ્રાપ્ત થાય છે, પરંતુ તે કયારે? जातिपरिवृत्तौ અર્થાત્ જાતિ બદલાયા પછી! ત્યારે આ ઠેકાણે ગુણ કિંવા કર્મથી પૂર્વ વર્ણને પામે છે એમ સમઝવું કેવલ અવિચારનું છે, કારણ जातिपरिवृत्तौ એ વાકય તેજ સૂત્રમાં હોતું સર્વ અર્થ સ્પષ્ટ કરનારૂં છે. માટે શૂદ્ર છે અને તે જો વૈશ્યના આચારથી રહે તેમજ વૈશ્ય, ક્ષત્રિ જો બ્રહ્મણના આચાર–કર્મ કરે તો તે આ જન્મમાં તો કદાપિ વૈશ્ય કિંવા બ્રાહ્મણ થઈ શકતા નથી. કારણ જાતિ પરત્વે પ્રત્યેકના ધર્મ–કર્મ વેગળાજ છે.

જે મનુષ્ય જે જાતિમાં ઉત્પન્ન થએલો છે તે પોતાના આચાર છોડી બીજાનું અનુકરણ કરે તો ધર્મથી બહિષ્કાર થાય છે. પોતપોતાના ધર્મથી ચાલવું એજ કલ્યાણનો માર્ગ છે. ગીતાજીમાં શ્રી કૃષ્ણની ઉક્તિ છે કે—

स्वधर्मे निधनं श्रेयःपरधर्मो भयावहः

પોતાના કર્મ છોડી ઉચ્ચ જાતિની ઇચ્છા રાખનાર પુરૂષ પોતાના ધર્મ પરિત્યાગનાજ ફલને ભોગવે છે. તો બીજી જાતિના દેહને પ્રાપ્ત થવું દુર્ઘટજ છે. પોતાનો ધર્મ છોડવાથી પોતાના કુલમાં અધર્મની પ્રવૃત્તિ થાય છે. અધર્મની પ્રવૃત્તિ થઇ એટલે अधर्माभिभवात्कृष्ण ! प्रदुष्यान्ति कुलस्त्रियः ॥ स्त्री- षु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ હે કૃષ્ણ! અધર્મની પ્રવૃત્તિથી કુલીન સ્ત્રીયો દૂષિત થાય છે. સ્ત્રીયો દૂષિત થઇ અસતા હે વાર્ષ્ણેય–કૃષ્ણ ! વર્ણસંકર પ્રજા થાય છે. અને તેથી જ્ઞાતિના ધર્મ, કુલાચાર ઇ૦ નિરંતર નાશને પામે છે. જ્યારે એ પ્રમાણની સ્થિતી થઇ એટલે उत्सन्नः कुलधर्माणां मनुष्याणां जनार्दन ! ॥ नरके नियतं वासो भवतीत्यनुशुश्रुमः ॥ હે કૃષ્ણ ! જ્યારે કુલોના ધર્મ નષ્ટ થયા ત્યારે અંતમાં નર્કની પ્રાપ્તિ થાય છે એમ હું સાંભળું છું. ॥ भगवद्गीता ॥

ત્યારે સજ્જનો ! પોતાનો ધર્મ છોડી વર્ણ સંકર થવા કધીયે પ્રયત્ન ન કરવો. स्वेस्वे कर्मण्यभिरतः संसिद्धिं लभतेनरः ॥ પોતપોતાના કર્મ–ધર્મમાં જે પુરૂપ તત્પર છે તેજ સિદ્ધિને પામે છે.

બ્રાહ્મણ હોય, ક્ષત્રિ હોય વૈશ્ય હોય અથવા શૂદ્ર હોય તેને પોતપોતાના જે કર્મ છે તે કર્મથી ચાલે તોજ જન્માન્તરને વિષે શ્રેષ્ટ ગતીને પ્રાપ્ત થાય છે. એ વિષે છાન્દોગ્યોપનિષદ્‌માં કહ્યું છે કે, तद् य इह रमणीयचरणा अभ्याशोहयत्ते रमणीयां योनिमापद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिय-योनिंवा ॥ આ પ્રમાણુથી, જન્માન્તરમાંજ, પુણ્ય કર્માનુષ્ઠા-નથી ઉત્તમ યોનિની પ્રાપ્તિ કહી છે. તેજ પ્રમાણે ભાષ્યકાર મહામુનિ પતંજલિએ પણ કહેલું છે કે, तपः श्रुतं च योनिं च एतत् ब्राह्मणकारणम् ॥ તપાનુષ્ટાનથી, વેદાધ્યયનથી અને બ્રાહ્મણ બ્રાહ્મણીના રજ અને વીર્યના સંયોગથી ઉત્પન્ન થયેલો પુરૂષજ બ્રાહ્મણ કહેવાશે," અત્રે વળી અવશ્ય એક વાત લક્ષમાં રાખવાની છે કે, કેવલ બ્રાહ્મણ જેવા આચર્ણ કરવાથી કાંઇ બ્રાહ્મણ થઈ શકતો નથી પણ, તે બ્રહ્મયોનિમાજ ઉત્પન્ન થએલો હોવો જોઈએ.

शांन्ति! शांन्ति!! शांन्ति!!!



# લક્ષ્મીવિલાસ તેલ.

આ તેલ ઘણા દિવસના પરિશ્રમપૂર્વક અભ્યાસથી તૈય્યાર કરવાની હતોટીએ ચઢયું છે અર્થાત્ એમાં ઉત્તરોત્તર ઉચિત સુધારણાઓ કરી, ત્યાર પછી હમારા ઔષધાલયમાં તેનો સેંકડો રાગીયો ઉપર અનુભવ લઇ ચારે તરફથી તે તથા તેના ગુણો વિશ્વાસપાત્ર વઠયા પછીજ જન સમાજ સામેં પ્રસદ્ધીમાં મેહેલવામાં આવ્યું છે. આ તેલ ઉત્તમોઉત્તમ તાજી વનસ્પતિ—વસાણાંઓથી તૈય્યાર કરવામાં આવે છે કે જે વનસ્પતિયો—વસાણાં મસ્તક સબંધી સર્વ વાતોને હિતાવહ છે. કોઇ પણ કારણને લીધે માથું હમેશાં દુખ્યા કરવું. માથું અને આંખો બળ્યા કરવી ચક્કર આવવ, ચિત્તમાં વિક્ષોભ રહેવો, દુષ્ટ સ્વપ્નો આવવાં. વાળ ખરી પડવા, અકાલિક વાળ ધોળા થવા માંડવા, વાળની જગોમાં દુખાવો થવો, માથામાં જુઓ ત. લીખો પડવી, માથામાંથી સફેદ ભૂસા જેવો પદાર્થ નીકળવો ઇત્યાદી રોગોનો થોડાજ સમયમાં નાશ કરી ખૂબ વાળ વધારે છે અને ચમકદાર બનાવે છે.

આ તેલનો સુગંધ ઘણો મધુર અને આહ્લાદકારક છે. આ તેલના પૂર્ણ ગુણ સ્થલાભાવથી અત્રે નથી લખી શકાયા પણ ટુંકમાં વિદિત કરવા આટલુંજ કે, આ તેલ પ્રત્યેક સ્ત્રી, પુરૂષો પ્રાયઃ વિદ્યાર્થીયો તેજ પ્રમાણે

ઇતર પણ જેવને માનસિક શ્રમ કરવા પડે છે. એ સવ ને ઘણું હિતાવહ છે. માટે તેવા સર્વને આ તેલ વાપવા આગ્રહપૂર્વક ભલામણ છે.

આ તેલમાં વળી એક ઉત્તમ વાત એ છે કે વર્તમાન કાલના તેલો પ્રમાણે આમાં ઘાસલેટનો તિલમાત્ર સંસર્ગ નથી. તેમજ આપણી એક પદ્ધતી પ્રમાણે તિલ્લી વિગેરેના તેલ ઉપર આ તેલ ઉતરેલું નથી કે જેથી કંટાળો ચઢે તેવી ચિકણાસ હોય. અનુભાન્તે ખાત્રી થશે. સર્વ સાધારણ સ્થિતી ના લોક આ તેલનો લાભ લઇ શકે માટે એની કિમ્મત હાલ ફકત રૂા. ૦-૮-૦.

વિ. સૂ.—હમારા ઔષધાલયમાં પ્રત્યેક રોગો ઉપર શાસ્ત્રોક્ત અને વનસ્પતિ જન્ય ઔષધો તે પણ યોગ્ય અનુભવાન્તે ઉત્તમ ગુણાવહ સિદ્ધ થએલાજ સંગ્રહમાં રાખવામાં આવે છે તે શિવાય નાના પ્રકારનાં પાક, ચૂર્ણ, ગુટિકા ...આસવ, અરિષ્ટ, અવલેહ, ઘૃત, તેલ, ધાતુની ભસ્મો આ... ...શાસ્ત્રોક્ત રીતિ ...ણે તૈયાર થયા કરે છે. ...યત્ જે ઔષધી તૈયાર ...જલદી અને કાળજી પુરસ્સર તૈયાર કરી ...ય તો યથાશક... ...વ છે.

...ર ગામની માગણી ઉપર પુરતું લક્ષ આપવામાં

ઠેકાણું—

**વૈદ્ય માણિકરામ શાસ્ત્રી વનસ્પતિ ઔષધાલય.**

નિઝામ—ઔરંગાબાદ સિટી.